શ્રી ગણેશાયનમઃ

# શ્રી જયમતિ નાટકનાં ૪ ગાયનો.

રચાવી છપાવી પ્રસિદ્ધ કરનાર.

વીઠલદાસ હેમજીભાઈ ભાવનગરવાળા

શ્રી વિજય નૌતમ નાટક સમાજના માલીક.

ઠે. બંદરરોડ પારસી થીએટર. મુ. કરાચી.



શ્રી આદિ[illegible]લય પ્રેસમાં પ્રેસ. ભીખાભાઈ છગનલાલે છાપ્યાં. ઠે. રતનપોળમાં મરચીપોળ—અમદાવાદ.

આવૃતી ૪ થી. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૪ સને ૧૯૧૮

કીંમત ૦-૨-૦

## નામદાર મુંબઈ સરકારની

ગવર્નમેન્ટ લેબોરેટરીમાં વિદ્વાન સરકારી ડાક્ટરે અમારી બનાવેલી **બાદશાહી યાકુતી અનંગ વિલાસની** ગોળીઓ એનાલાઇઝ કરીને તેમાં કોઈપણ જાતની નુકશાનકારક ચીજ નથી એવું સરટીફીકેટ આપેલ છે. અને એ ઉમદા રજવાડી દવા અકસીર હોવાથીજ વિલાયત પાસ થયેલા મોટા ડાકટરો, રાજા મહારાજાઓ, નવાબો તથા દેશી અને યુરોપીયન ગૃહસ્થો અને મોટા સરકારી અમલદારોમાં પણ બહુ વખણાય છે.

# બાદશાહી યાકુતી.

## અનંગ વિલાસ.

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે. પુરૂષાતન કાયમ રાખે છે. આ રાજવંશી યાકુતી વીર્યવીકારના તમામ વ્યાધી મટાડે છે. અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મરદાઇ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર. આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે આ દવા વાપરવામાં કોઇપણ જાતની પરેજીની જરૂર નથી ૪૦ ગોળીની ડબી એકના રૂપીયા ૧૦)

## બાદશાહી યુનાની લેપ.

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે; અને તે નસોને પુરતી તાકાત આપે છે. ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઇલાજ છે. આંઉસ એકની ડબીના રૂપીઆ આઠ તમામ દવાઓનું પોસ્ટ ખર્ચ જુદું.

ડાકટર કાલીદાસ મોતીરામ—રાજકોટ-કાઠીયાવાડ.

# શ્રી જયમતિ નાટકનાં મુખ્ય પાત્રો.

## પુરૂષ પાત્રો.

**પ્રભાત** ... મણિપુરનો પાટવી કુમાર, જયમતિનો પતિ.
**સજ્જનસીંહ**... પ્રભાતનો સાચો મિત્ર, અને મણીપુર રાજ્યનો વફાદાર પટાવત.
**હમ્મીરસીંહ** .... માંડવગઢના મહારાજા—જયમતિના પિતા.
**રાયસીંહ** ... રાયપુરના મહારાજા.
**રામસીંહ** . રામપુરના રાજા.
**ધૂર્તસીંહ** .... રાણી વસંતનો નિમકહરામ ભાઇ
**મનુભા** .... રાણી વસંતનો કુમાર, પ્રભાતનો ઓરમાનભાઇ
**જીતસીંહ** .... મહારાજા હમ્મીરસીહનો પ્રથમ નંગરનો પટાવત, પણ પાછળથી બ્હારવટીઆઓનો સરદાર.
**જોરાવર** .... જીતસીહનો સાથી—હમીરસીહનો સસ નિષ્ક સેનાધિપતિ.
**દિવાન** ... રાયસીહનો દિવાન.
**ગાંડા કુંવર** ... રાયસીહનો અર્ધદગ્ધ કુંવર
**તીકમો** ... ગાંડા કુમારનો હજુરી, રક્ષક.
**કુમતીલાલ** ... એક વ્યભીચારી ધનાઢ્ય વાણીક ધુર્તસીહનો સલાહકાર મિત્ર.
**ધનીયો** ... ધુર્તસીહનો સત્ય નીષ્ક—નોકર
**નિષ્ઠુરાનંદ** ... ગુપ્ત ચંડીનો ઉપાસક નીચ બ્રાહ્મણ.

---

## સ્ત્રી પાત્રો.

| | | |
|---|---|---|
| જયમતિ | ... | મહારાજા હમ્મીરસીહની પુત્રી, અને પ્રભાતની પવિત્ર પત્નિ. |
| મનોરમા | ... | રાજા રામસીહની પુત્રી, અને સજ્જનસીહની પવિત્ર પત્નિ. |
| ગુણવતી | ... | ધુર્તસીહની સ્ત્રી, શુદ્ધ વીરક્ષત્રાણી. |
| વસંત | ... | મર્હુમ મહારાજા કનકસેનની નવી રાણી, મનુભાની માતા, પ્રભાતની અપરમાતા. |
| વનલીલા, સરલા | ... | જયમતીની સહચરીઓ. |
| વેલી, રંભા, રમા | ... | મનોરમાની સાહેલીઓ. |
| ચાતુરી | ... | રાણી વસંતની એક નાયકા. |

એ સીવાય, સાહેલીઓ, સીપાઇઓ, બહારવટીઆઓ રાજગોર પહેરગીરો, પ્રતિહારો, યોગી, ભૈરવનાથ, ભૂત, દેન્તરો, અને કંચનીઓ—વગેરે.



શ્રી

# જયમતી.

## નાટકની પ્રવેશવાર ટુંક હકીકત.

## અંક પહેલો.

**મંગલાચરણ**—પ્રારંભમાં સુત્રધાર તથા બાળાઓ ઇશ્વરના ગુણાનુવાદ ને સતી ગુણગાન.

**પ્રવેશ ૧ લો**—મણિપુરના પાટવી કુમાર પ્રભાતના રાજ્ય મહાલયમાં તેના મિત્રને રાજ્યના વફાદાર પટાવત સજ્જનસિંહનું મિત્રના રક્ષણાર્થે આવવું પ્રભાતની સાવકી માતા વસંતે પોતાના કુમાર મનુભાને રાજ્યગાદી મળે તેની ખાતર તેના ધુતારાભાઇ ધુર્તસીંહની સલાહથી, એકજરના લોભી યોગી પાસે, પ્રભાતનો પ્રાણ લેવા કરાવેલા કાવતરાથી સજ્જનસીંહે પ્રભાતને વાકેફ કરવો. સ્મશાનમાં અધમ યોગીની નિમેલી જગ્યાએ પ્રભાતને આવવાની સુચના કરી સજ્જનસીંહનું જવું ને મિત્ર ધર્મમાં ફતેહમંદ થવું. પ્રભાતનું સ્મશાનમાં જવા સજ્જનસીંહનું જવું ને પાપીઓના પાપની પરાકાષ્ટાથી વિસ્મય થવું.

**પ્રવેશ ૨ જો**—ચાતુરીનું મકાન—ધુર્તસીંહની સાથે પ્રેમથી સંકળાયલી ચાતુરી આતુરતાથી ધુર્તસીંહના આગમનની રાહ જોઇ રહી છે. છુપાઇ રહેલો ધુર્તસીહનો નોકર ધનીયો તેને મનાવે છે. એટલામાં ધુર્તસીંહ આવે છે. ચાતુરી અને ધુર્તસીંહ વસંતને વહેમમાં નાખવાની વાતચીત, યોગીનું આવવું, પ્રભાતનું કાસળ કાઢવાના ચોક્કસ નિશ્ચયમાં આવવું.

**પ્રવેશ ૩ જો**—સ્મશાન—યોગીએ સ્મશાનમાં આવી મંત્ર સાધના કરવી. ભુતના સરદારનું હાજર થવું. તેની મદદના બદલામાં મણીપુરના પાટવી કુમારનો બલી આપવાનું યોગીએ કબુલ કરવું ભુતનું ખુશ થવું. ને યોગ્ય વખતે આવવાનું કહી જવું ફરીથી ભુતનું ખુશ થવું. અને પોતાના ઇષ્ટ ભૈરવનાથની પ્રાર્થના કરવા ભુતની સ્તુતિથી ભૈરવનાથનું પ્રગટ થવું, ભૈરવની આજ્ઞાથી સજ્જનસીંહે યોગીને ઠાર કરયો, ભૈરવે પ્રસન્ન થઈ પ્રભાતને તેના આશ્રાર્થે એક દૈવી ત્રિશુળ આપવું ભૈરવનું અદ્રશ્ય થવું.

## ટેબ્લો.

**પ્રવેશ ૪ થો**—રાજમાર્ગ સજ્જન તથા પ્રભાતનું અધર્મના સામ્રાજ્યમાંથી દુર થવાના નિશ્ચયપર આવવું, પોતાની પ્રિયાને મળવા આતુર થએલા પ્રભાતનું પોતાના સસરાના રાજ્ય—માંડવગઢ તરફ જવા સજ્જનને જણાવવું હજુ પણ ધુર્તસીંહના કાવતરાથી વસંત ન ફસાય અને ચેતી જાય તો રાજ્યની અને પ્રજાની આબાદી થાય તેવા વીચારથી પ્રભાતનું વસંતના મહેલ તરફ પ્રયાણ કરવું, સજ્જનસીંહે પ્રભાત સાથે કરેલા સંકેત પ્રમાણે માંડવગઢના રસ્તે રવાના થવું.

**પ્રવેશ ૫ મો**—વસંત રાણીનો મહેલ—ધુર્તસીંહના ભરમાવવાથી અસ્થિર મનની વસંતનું અઘોર કૃત્ય ન કરાવવા માટે ભ્રમિત થવું, ધુર્તસીંહે યુક્તિથી પ્રભાત માટે ખોટો ભાસ વસંતના મનમાં ઠસાવવો, પ્રભાતનું આવવું. ધુર્તનું ગભરાવું પ્રભાતે રાજ્ય છોડીને જવા કહેવું. વસંતે કારણ પૂછવું, પ્રભાતે સ્મશાનમાં બનેલી બીના જણાવવી વડીલ વગરનું ઘર સ્મશાન સમાન છે.

તે સાબીત કરી બતાવવું. નાના ભાઈ મનુભાનું તેની મામી ગુણવંતી સાથે આવવું, ભાઈને કેટલું ચાલાક મનુભાનું ચેતી જવું મામાને ફિટકાર દેવો. અભાતને ન જવા દેવાના મનુભાના કાલાવાલા એકવચની અભાતે મનુભાને અલગ કરીને ચાલ્યા જવું.

પ્રવેશ ૬ ઠો—જંગલ—સજ્જનસીંહ પોતાના મિત્ર પ્રભાતને યાદ કરતો યોગી વેશે જંગલમાં પ્રવેશ કરે છે. એટલામાં રાજા રામસીંહની કુંવરી મનોરમા પોતાની સખી વેલી સાથે ત્યાં થઈને નીકળે છે. બ્હારવટીઆઓ તેના રથને ઘેરીને ઉભા છે મનોરમા અને વેલીની બચાવની બુમ સાંભળીને સજ્જનસીંહ તેની વારે ધાય છે, બ્હારવટીઆઓ નાસી જાય છે. સજ્જનસીંહ ઘાયલ થાય છે. અને બેશુદ્ધ થઈ પૃથ્વીપર પડી જાય છે. મનોરમા તથા વેલી તેને પાસેની ઝુંપડીમાં આરામ માટે લઈ જાય છે ને તેને સુવાડીને સારવાર કરે છે. તેટલામાં રામપુરથી સીપાઈઓ આવી પહોંચે છે. વેલી તેમને હકીકત કહેવા જાય છે. દરમ્યાન મનોરમા સજ્જનની સારવાર કરે છે. અને તેનું મોઢું જોતા મનોરમાને ભ્રાન્તિ થાય છે. વ્યંગથી પરસ્પર વાર્તા થતાં મનોરમાને દૃઢ થાય છે કે આજ સજ્જનસીંહ છે. હવે સવારે મળી, વધારે શંકાનું સમાધાન કરશું એમ ધારી મનોરમા સુઈ જાય છે. ઘાયલ થએલો યોગી, બન્નેને સુઈ ગયા જાણી, પ્રીતિવાળો છતાં ખુલ્લું પડવામાં દુઃખ થશે એમ ધારી સ્નેહાળ સુંદરીને ત્યાગીને ચાલ્યો જાય છે. . . .

પ્રવેશ ૭ મો—રાજા હમીરસીંહે જયમતિનું જીતસીંહ સાથે થએલું વેવીશાળ તોડી નાખવાથી, બહારવટીએ નીકળેલા જીતસીંહનું પોતાના સરદાર જોરાવર સાથે અરણ્યમાં આવવું. જયમતિને ઉ-

પાડી લાવવાનો જીતસીંહનો વીચાર. જોરાવરનો તેમ ન કરવા માટે બોધ. જીતસીંહે તિરસ્કાર કરવો દરમ્યાન. તેના એક સાત્રીતે આવી જયમતી શીવ પૂજનાર્થે કુસુમ વાટિકામાં જવાની છે એમ તેનું કહેવું જીતસીંહે જયમતિને ઉપાડીલાવવા જોરાવરને આજ્ઞા કરવી. જોરાવરે ઇનકાર કરવો. જોરાવર અને જીતસીંહ વચ્ચે તડાતડ સત્ય નીઠ જોરાવરનું ક્ષત્રિ ધર્મથી વિમુખ ન થતાં જીતસીંહનું જોર બેસાડી દેવાનું પણ લેવું.

**પ્રવેશ ૮ મો**—જયમતિનો ભેદ પામવા તેની પાછળ આવેલા પ્રભાતનું કુસુમ વાટિકામાં આવવું. જયમતિને સખીઓ સાથે આવતી જોઈ પ્રભાતનું મંદિર પાછળ સંતાવું. જયમતિએ પોતાના પતિના મેળાપ માટે શીવની પ્રાર્થના કરવી. વસંત રૂતુનો આનંદ—બહારવટીઆ જીતસીંહનું આવવું જયમતીની વ્હાર કરવા જોરાવરનું પ્રગટ થવું. લાગ ન મળવાથી જીતસીંહે જતા રહેવુ. પ્રભાતનું દ્રશ્યમાન થવું. નાયક—નાયિકાનું પ્રથમ પ્રેમદર્શન સખીઓએ જયમતિને પ્રભાત પાસેથી ખેંચીજઈ પતિ દેવની પૂજા કરવા સુગંધીદાર સુમનમાળા આપવી. અતિથીનો સત્કાર કરી જતા રહેવા માટે પ્રભાતનું રીસાવું—કુંજમાં તમારા કમળની ખબર કહાડવા ગઇ હતી. તેમ કહી આનંદથી સુમનની માળા સમર્પણ કરવી. પ્રભાતનું જવા માટે તૈયાર થવું. જયમતિની દીલગીરી. પ્રભાતે પોતાની મણી મુદ્રા જયમતીને યાદી તરીકે આપવી. સખીઓ સાથે જતી પાછુંવાળી જોતી જયમતિનું પ્રભાત સાથે તારા મૈત્રક.

## અંક બીજો.

**પ્રવેશ ૧ લો**—ધુર્તસીંહનું મકાન—પતિ પત્નિનો હર્ષવિનોદ મદ્યપાન કરી મસ્ત બનેલા ધુર્તનું સ્વપ્ન જાગૃત ધુર્તસીંહનું નિશામાં મનુભાને ઠાર કરવા તથા મણીપુર પાયતખતપર પાય ધરવા બક-કવું. ગુણવંતીનું સાંભળવું. શુદ્ધ સત્વાણીનું પોતાના સ્વામીને અધર્મ માર્ગમાં પ્રવૃત થતો જોઇ સમજવું. અને તે પ્રકારે મનુભાને ઉગારવા અને પતિને ખાર કર્મમાંથી નિવૃત્ત કરવા માટે પણ લેવું. ધુર્તસીંહના વ્યસની દોસ્ત કુમતિદાસનું આવવું. ધુર્તસીંહ રાજા થશે એમ ધારી મુબારકબાદી આપવી. અને આ આ ખુશાલીના પ્રસંગમાં ધનીઆ મારફતે ચાતુરીને બોલાવવી. સર્વનું અમન ચમનમાં ગુલતાન બનવું

**પ્રવેશ ૨ જો**—વસંત મહાલય—નિર્દોષ મનુભાના બચાવ માટે ગુણવતીનું અગાઉથી આવી સંતાવું. ધુર્તસીંહે આવી કુમળા બાળક મનુભાના પ્રાણ લેવાની કોશીષ કરવી. ગુણવંતીએ તેને-અટકાવવો પતિ પત્નિનો સંવાદ—દાસી વસંત રાણીને બોલાવી લાવે છે. ધુર્તસીંહ ગુણવતીને મારવા ધસે છે. દરમ્યાન વસંત આવી પહોંચે છે ધુર્તસીંહનું અપમાન કરી કાઢી મૂકે છે. મનુભા જાગ્રત થાય છે. ગુણીયલ ગુણવતીની સલાહથી વસંતરાણી પ્રેભાતની તપાસ માટે માંડવગઢ તરફ સવારો સાથે મનુભાને મોકલે છે. વસંતનો અફસોસ.

**પ્રવેશ ૩ જો**—યોગીની ( સજ્જનસીંહથી ) જુદી પડેલી મનોરમા પોતાના મહાલયમાં યોગીની જપમાળા જપી રહી છે. તેની સાહેલીઓ તેને સમજાવે છે પણ સજ્જનસીંહ સીવાય અન્ય સાથે પાણી ગ્રહણ નહિ કરૂં એમ કહી ગુસ્સે થઇ ચાલી જાય

છે. સમવયસ્કી સાહેલીઓની અરસ્પરસની હાંસી મશ્કરી.

**પ્રવેશ ૪ થો**—મનોરમાને પરણુવા આવેલો રાયસીહનો ગાંડો કુંવર તીકમા હજુરી સાથે ઉપાધીના ઓધવાળે છે. તોરણુ જવાનો વખત નજદીક આવ્યો જાણી રાજા આવી કુંવરને જગાડી કપડાં પહેરાવવા કહે છે પણુ ગાંડા હોવાથી મારે બદલે તમે જાઓ અને મને સુવા દો. એવા ગાંડા શબ્દો બોલે છે. રાજા રાયસીંહ આ ઉપાધીની દિવાન સાથે વાતચીત કરે છે. અને આ ગાંડા કુંવરને બદલે કોઈ પરદેશીને પકડી લાવી પરણાવી દેવા નિશ્ચય કરી આ કામ માટે દિવાનને રવાના કરેછે.

**પ્રવેશ ૫ મો**—રામપુર નજીકના જંગલમાં વીચરતા યોગી (સજ્જનસીંહ) સાથે દિવાનનો મેળાપ, દિવાન તેને પોતાને ઉતારે લઈ જવા આગ્રહ કરે છે. પણુ સજ્જન માનતો નથી. જેથી દિવાન તેને ખુલ્લી હકીકતથી વાકેફ કરે છે. રાજ્યોગી ભવિષ્યને ધન્યવાદ આપી મનોરમા સાથે પરણુવાની 'હા' પાડે છે અને દિવાન સાથે જાનને ઉતારે જાય છે.

**પ્રવેશ ૬ ઠો**—ધુર્તસીંહનું મકાન—વસંતરાણીએ કરેલા અપમાનથી ક્રોધિત થઇ વેરનો બદલો લેવાના વિચારમાં ધુર્તસીંહ ઘનીયા મારફતે ચાતુરીને બોલાવવી—બન્ને જણાંએ મણીપુર ત્યાગી, કમતિલાલને સાથે લઇ નાસી જવાની તૈયારી કરવી કુમતિલાલ હામાં હા મીલાવી તૈયાર થાય છે અને ત્રણે જણા બહારગામ નાશી જાય છે.

**પ્રવેશ ૭ મો**—પ્રભુની કુદરતને ધન્યવાદ આપતો યોગી (સજ્જનસીંહ) વરરાજાના રૂપમાં રાયસીંહના અંતઃપુરના એક શણુગારેલ શયનભુવનમાં પ્રવેશ કરેછે. દરમ્યાન સખીઓ મનોરમાને ત્યાં મુકીને ચાલી જાય છે મનોરમા અને યોગીનું દ્રષ્ટિ મિલન

થતાં મનોરમા તેને પિછાણી જાય છે. સજ્જનસીંહ પણ તેને પોતાની તમામ હકીકતથી વાકેફ કરેછે. પરંતુ રાયસીંહના હાથમાંથી છીનવી લેવાની પોતાની શક્તિ ન હોવાથી મનોરમાને છોડી જવા કરૂણ વચનોથી વાતચીત કરે છે. દરમ્યાન દીવાન બોલાવે એવી દાસી દ્વારા ખબર મળતાં ટળવળતી મનોરમાને શરીરથી અલગ કરી સજ્જસીંહ રવાના થાયછે.

**પ્રવેશ ૮ મો.**—જાનને ઉતારે રાજા રાયસીંહ તથા દીવાન પરણવા આણેલા ગોગીને દૂર વિદાય કર્યા સંબંધી તેમજ કુંવરને છુપો રાખવા સંબંધી વાત કરેછે દરમ્યાન રાયસીંહનો રાજગોર આવવાના સીપાઈ ખબર આપે છે. જેથી રાયસીંહ દિવાનને જવાબ દેવાનું કામ સોંપી અંદર ચાલ્યો જાયછે. રાજગોર આવી દીવાન પાસે કુંવરને જોવાની માગણી કરેછે. અને જાન વળાવતી વખતે વરરાજાને મોકલવા માટે વિનંતી કરે છે. પરંતુ દીવાન તે મંજુર રાખતો નથી જેથી ગોર દિવાનની સાથે ખુલ્લા શબ્દોમાં તકરાર કરી ચાલ્યો જાય છે.

**પ્રવેશ ૯ મો.**—રાયસીંહ રાજા મનોરમાની સખી વેલી સાથે યોગી સંબંધી વાતચીત કરેછે. દરમ્યાન ગોર આવી ખબર આપે છે કે કુંવરને બતાવતા નથી અને કન્યાને બલાત્કારે ઉપાડી જવા હામ ભીડે છે. આ ખબર સાંભળીને રાયસીંહ દીલગીર થાયછે. અને રાજા રાયસીંહ આવો નીચ નીવડ્યો. જાણી પશ્ચાતાપ કરે છે. દરમ્યાન દોઢીની અતિહારી પોકાર કરીને ખબર આપે છે કે જાનના સીપાઈઓએ દોઢીના માણસોને ઠાર કર્યા અને અંદર ધસી આવ્યાછે. આ ખબર સાંભળીને રાયસીંહ લડવા માટે તૈયાર થાયછે સવારો સાથે દિવાન પ્રવેશ કરે છે તેની સામે વેલી અને મનોરમા યુદ્ધ કરેછે મનોરમાને હાથે દીવાનનું મૃત્યુ થાય

છે. પણી મનોરમા ભગવાં વસ્ત્ર ધારણ કરી યુદ્ધમાંથી પલાયન થાય છે. ત્યારબાદ રામસીંહ અને રાયસીંહ એ બે રાજાઓ વચ્ચે ઘોર યુદ્ધ થાય છે. જેમાં રામસીંહનું મૃત્યુ થાય છે.

ટેબલો.

## અંક ત્રીજો.

**પ્રવેશ ૧ લો**—સીંધુસદન મહેલ—સમુદ્ર તીરે આવેલા સીંધુસદન મહેલમાં જયમતિ તથા સખીઓ સામે તીરે પર્વતની ટેકરી પર પ્રભાતનું આવવું. જયમતિનું સખીઓથી તે જાણવું. નાયક નાયિકાની દ્રષ્ટોદ્રષ્ટ—પ્રભાત નાવડામાં બેસી સીંધુસદન મહેલમાં આવવા નીકળેછે અસ્ત થતા ચંદ્રને પોતાના પતિ આવતાં સુધી થોભવાને જયમતિ આજીજી કરેછે દરમ્યાન બહારવટીઓ જીતસીંહ દાવસાધી સૈન્યસહ આવા લાગે છે પ્રભાત બેશુદ્ધ થઇ નાવડામાં જાયછે. અને જીતસીંહ જયમતિને કેદ કરી લેછે.

**પ્રવેશ ૨ જો**—યુદ્ધમાંથી ચાલી આવેલી મનોરમા જોગીની વેશમાં નિષ્ઠુરાનંદના હાથમાં સપડાય છે. નિષ્ઠુરાનંદ તેના પર બલાત્કાર ગુજારવા જતાં અચાનક સજ્જનસીંહના આવી લાગવાથી પલાયન કરી જાયછે. સજ્જન અને મનોરમાનો ફરીથી પ્રણય મિલાપ થાય છે, અને પ્રિયમિત્ર પ્રભાતની શોધમાં પતિપત્નિ વિદાય થાય છે.

**પ્રવેશ ૩ જો**—નાવડામાં બેશુદ્ધ બનેલો પ્રભાત જાગૃત થતાં એક અરણ્યમાં આવે છે. અને વિશ્રાન્તિ અર્થે વૃક્ષની છાયા નીચે સુઇ જાય છે ત્યાં અજગર તેને ગળી જાય છે. દરમ્યાન સજ્જન અને મનોરમા ત્યાં થઇને પસાર થતાં અજગરને ચીરી સજ્જનસીંહ પ્રભાતને બચાવે છે. વિખુટા પડેલા સ્નેહી મિત્રોની દૈવી કૃપાથી આમ અચાનક મેળાપ થાય છે. દરમ્યાન જોરાવરસીંહ

આવી પહોંચે છે. જયમતિ કેદ પકડાયાના સમાચાર આપે છે. જેથી સર્વ જયમતિના બચાવ માટે ગુફા તરફ રવાના થાય છે.

પ્ર. ૪ થો—ગુફામાં જયમતિપર જીતસીંહનો અત્યાચાર—જયમતિની પવિત્રતા અને દ્રઢ નિશ્ચય પહેરેગીરના સખ્ત જાપતા નીચે જયમતિને કોટડીમાં પૂરીને જીતસીંહ બહાર જાય છે. પ્રભાત વગેરે આવી લાગે છે. પ્રભાત અને જયમતિની પ્રેમી મુલાકાત થાયછે. જીતસીંહ પાછો આવે છે. પ્રભાતને જોતાંજ ઉશ્કેરાઈ જાય છે. દરમ્યાન ધુર્તસીંહ પણ ત્યાં આવી પહોંચે છે. અને પ્રભાત સામે યુદ્ધમાં ઉતરે છે. પ્રભાત, સજ્જન, જોરાવર અને ધુર્તસીંહ જીતસીંહનું દારૂણ યુદ્ધ—જીતસીંહનું મૃત્યુ તેમને ધુર્તસીંહ કેદ.

પ્ર. ૫ મો—જંગલ માર્ગ—સજ્જન અને મનોરમા—તથા જયમતિ અને પ્રભાત—ઉભય દંપતિ યુગલોનો અરસ્પરસ પ્રેમ વિનોદ દરમ્યાન મોટાભાઈને શોધતા મનુભાનું આવી લાગવું. માફી માગી ભાઈને મણીપુર આવવા કહેવું. મનુભાની વિનંતી માન્ય રાખી સર્વનું મણીપુર તરફ રવાના થવું.

પ્ર. ૬ ઠો—ચાતુરીપર આશક બનેલો કુમતિલાલનું ધનીયાદ્વારા મજેહાર કે.મિક ધુર્તસીંહ કેદ પકડાયાનો સમાચાર જાણતાં કુમતિ અને ચાતુરીનો રંગન નાસી જવાનો નિશ્ચય—પાપીઓની પાપ ધારણાપર વર્તાયાનો ધિક્કાર—અને નોકરી છોડીને વિદાયગીરી—ચાતુરી અને કુમતિલાલની ખુશાલી.

પ્ર. ૭ મો—રાજ્ય દરબાર—મણીપુરની રાજગાદીપર પ્રભાત—કેદી તરીકે ધુર્તસીંહ—વસંતનો અફસોસ—ગુણવતીની વિનંતીપરથી ધુર્તસીંહ બંધન મુક્ત—ધુર્તસીંહનો પશ્ચાતાપ—ગુણવતીને ધન્યવાદ—સજ્જનસીંહની સેવા બદલ તેને પ્રથમ નંબરના પટાવતની જગાએ પહેરામણ, બાદ સર્વના આનંદ સાથે નાટકની પૂર્ણાહુતિ.

# શ્રી જયમતિ નાટકનાં.

## ગાયનો.

---

### મંગલાચરણ.

સૂત્રધાર— ૧

શ્રી વિભુ શ્રી કૃષ્ણ મોરારી,
અગમ નિગમ લીલા વિસ્તારી;
કંસ વિહારી મોરલી ધારી..........
પુરણ પરમાનંદ કંદ
અખંડ આનંદ નંદન નંદ,
ત્રિવિધ તાપ, હર અમાપ;
શ્રીધર માધવ ગીરીવર ગિરીધારી.......શ્રી.

બાળાઓ— ૨

ચાલો ગઇએ સતી સમ થઇએ,
રે લા'વો લઇએ વનિતાનો આજ;
પ્રિયતમનું રાજ, સતીનું શુભ કાજ.
શુભ થાઓ મહારાજ—(૨)...ચાલો૦
લઇએ સતી શુભ નામનો, લા'વો આજ રસાળ,
ભાવટ ભાગી ભૂધરા, ચૌદલોક પ્રતિપાળ;
જોડી જુક્તિથી તેજ જાત, ચંદ્રવિનાની રાત.
ઝુરી કરે અશ્રુપાત—ચાલો૦

સજ્જનસિંહ— ૩

આ દુનિયામાં અક્ષય સુખ સાચું છે મિત્ર,
સદ્ મિત્રએ પ્રભુની પ્રભુતાનું ચિત્ર...આ૦
આવે મિઠાશ એ બે અક્ષર બોલતાં,
ટળે તાપ ઉભયનાં અંતર ખોલતાં;
સાથી મિત્ર પદ પવિત્ર છે........આ૦

પ્રભાત— ૪

આહા ! આશી ઘટના પ્રભુ તારી;
મધુરી મધુરી પણ છેક નિરાળી...આહા.
સુધાકર જેવા સંત શ્રદ્ધાળુ,
નિશદિન જપતાં નામજ તારૂં......આહા.
તો પણ તાપ ત્રિવિધે ભારી,
બળતા દેખું હું સહુ નરનારી......આહા૦

ચાતુરી— ૫

મારા ઉરમાં આનંદની હેલી-નસેનસ રેલી (૨)
પ્રાણ ચંપોને હું ચંબેલી—(૨)
નાર નવેલી, પ્રેમઘેલી—(૨)—મારા૦
પ્રેમી પોપટ પ્રીતે પઢાવુ—(૨)
મનહર મારાને રીઝાવું—(૨)—મારા૦

ધનીયો— ૬

બુરી બુરી સહુ ઇસકબાજી બનાવે પલમાં પાજી સહુને ઇસકબાજી
સહુ દુનિયાંથી સંપત જાવે, ભાઇ બાપથી વેર બજાવે
દુરાચારીની છાપે છાપી લાખોવાર લજાવે
ધન જાયે મન જાયે તન લાજી—બુરી૦

નિતીનો રસ્તો ચુકાવે, પ્રમદાની પ્રીતિ મુકાવે
ગદ્ધા સમ અવતાર ગુમાવે ઉત્તમ સંગ અભાવે
કરે ખાલી પખાલી સમ પતરાજી
ભય સ્થાનકનું ભાન ભુલાવે લુહારના લોઢા સમ તપાવે
જગ દર્શનને મોટે મેળે નકટો કરી નચાવે
બહુ હરાવે કરાવે હાજી હાજી—બુરી૦

સજ્જન—	૭

સાચાને અંતે શ્રી હરીની સહાય છે
સાચાને પણ સદૈવ તાવે
એ જગની નીતિ
સકળ વિશ્વમાં અજબ દીઠી
એ પ્રભુની રીતિ—	સાચાને૦

મનુભા—	૮

ભાઈ મેલી મુજને ના જશો
મારા રંક તણા રખવાળ, કોણ કરશે મારી વ્હાર-મેલી૦
સગાં સંબંધી હોય ભલે પણ જોડી નહિં જડશે
કયાંઇ પણ જોડી નહિં જડશે.
ભાઇ ભાઇ કહી જીભ અમારી કંટક થઇ પડશે
ભાઈનું વ્હાલ ન વિસરશે—મેલી૦
પ્રભાત—રાખ ભરૂંસો વિશ્વંભરનો શ્રદ્ધાથી ફળશે.
ભાઇ સૌ શ્રદ્ધાથી ફળશે
જગના દાતા સદૈવ તારૂં રક્ષણ એ કરશે
ભાઇ શ્રી હરી સારૂં કરશે—મેલી૦

મનોરમા— ૯

પ્રિતીની ક્યારીમાં પરદેશી ત્યાગી શું ?
જાગી જો જાગી યોગી, રાગી થયો ત્યાગી શું ?
દેખીને દીલ મારૂં આજે લોભાય છે
આનંદના ઉમળકાની છોળો ઉભરાય છે—પ્રિતીની૦
વસંત વિકાસી વ્હાલા, સમીર ફુકાય છે.
પેલી—તારો છે સદાનો શાણી. શાને ભૂલ ખાય છે—પ્રિ૦

શત્રુજનસીંહ— ૧૦

મનોહારી મારી મોહિની—જાઉં જાલીમ બની
સ્નેહ છતાં તને છોડું છું સ્યામારે
વખત પડી વિછોહની— મનોહારી૦
કરજે નહિં તું કલેશથી કામારે
દિનપર દ્રષ્ટિ દ્રોહની— મનોહારી૦

જોરાવર— ૧૧

નવ શોભે ક્ષત્રી તનને બોલે આવી વાણ
છોડીદે ગુમાન, કહ્યું મારૂં માન
ખોટા કાવાદાવા થકી રણમાં રઝળશો;
હામી કુબુદ્ધિ કરમાં કરમાં
જીતસીંહ—માન મુકી હજુ માન નહિં તો રવડશો
વીણ મોતે તું મરશો મરશો—શોભે૦
જોરાવર—લેખ લલાટે લખ્યો નહિં કોઈ ફરશે,
સત્યતા આખર તરશે—તરશે શોભે૦

પ્રભાત— ૧૨

પ્રિય ક્યાં મળશે મૃગનયની
મૃદુચાલ હંસા ગમનિ.........પ્રિય૦
કમળ કળી કરી રાન રઝળતી જળહળે જ્યોત હૃદયની
તેજ કમળપર ગાય પંખીડાં બ્રહ્મ લીલા ભુધરની...પ્રિય૦

જયમતિ— ૧૩

રૂડી પુષ્પ પરાગે મ્હેકતી—ફુલવાડી છે (૨)
જળ સિંચતા વનમાળી છે—ફુલવાડી છે (૨)
હરિયાળી નવ પલ્લવવાળી ઓઢી લીલી સાડી છે
સજની રજની શરદ પુનમશી ખીલી શી રૂપાળી છે—રૂડી.

સખીઓ—પૂર્વ પુન્ય પ્રભાતથી પ્રેમ પેદા થાય છે.
પ્રેમ પ્રભા નવ રંગથી ચુંદડીઓ ભીંજાય છે—રૂડી.

જયમતિ—સખીઓ— ૧૪

જોને ઝુલે વસંત—(૨)
વાટ જુએ છે ઋતુ રાજની.
રસ ભોગી વિહારી રસ રાજની......જોને
મલ્લિકા વિંટળાઇને નમી નમી ઝોલાં ખાય
શોભા નિરખો વસંતની ખીલ્યાં કુસુમ સુહાય-
ખીલી ખીલી સીંચે મધુર પ્યારરે,
નજરે નિહાળી મુરતી,
વીલી વીલી થતી સુકુમારરે—
વનમાં પપૈયા ઝુરતી.
શયન સુની વિહારી થયા ક્રુર ક્રુર
કાંઈ જાણી નવ દાઝ—(૨)—વાટ૦

સખીઓ— ૧૫

દિવ્ય દર્શન દીધાં દુરવાટમાં, દેવ ચાલો અમારી સાથમાં
તમે પરદુઃખ ભંજન છો પરમાર્થ દેવ......ચાલો૦
ઓચિંતા પધાર્યા હરી વિપત્તિને વામીયાં
જીવન આધાર સંત શાન્તિને પામીઆં
પુરા પ્રવીણ છો પુરૂષાર્થમાં દેવ.........ચાલો૦

પ્રભાત—ઉર્મિકા ઉરની આ રમણી હૃદયે ધરો
જયમતિ—પામી પ્રસંગ પ્રાણ આનંદથી પરવરો
સખીઓ—હા, હવે જાણ્યુ
જયમતિ—વારૂ, ઠીક
સખીઓ—કરી ઠીક, તજી બીક નયન માંચે તું શીદ
વારે વારે જીવે છે શું સ્વાર્થમાં દેવ......ચાલો૦



## અંક પહેલો.

ધુર્તસીંહ— ૧૬

થાઉ ભાગ્યશાળી ભારી, સર્વને સંહારી, રાજ્ય કરૂં નિરધાર
પૈસાની પાજ જનસમાજ, કરશે મારા કાજ.
જઈ છેતરી છળું, નવ બીક કંઈ ધરૂં
દીલ ખુશ થઈ ફરૂં, છોડી કુળ માન લાજ—પૈસા૦
અસ્ત્ર શસ્ત્ર સાથ લઈ પાય તખ્તપર ધરી, સ્વાર્થ સિદ્ધને વરી
જમાવું અજબ બહાર— પૈસા૦

ચાતુરી— ૧૭

જાગી પ્રેમ જ્યોત જાગી, વ્હાલા જાગીરે
જાગી ઝટ ઉંઘથી હઠીલી બાળા જાગીરે.
વૃક્ષની વેલી, મેલી અકેલી
પૂછે બાળ ભોળી, ક્યાં છે વનમાળી,
ધરી વિનવે વર ચરણ ધરણ પર— જાગી૦

વસંત— ૧૮

વિશ્વાસે કુટાતા જગજન વિશ્વાસે ન રહેશો કોઇને
જ્યાં ત્યાં ખટપટીઆ ફાવી જાતા અંતે રહેશો રોઇને
પીયરીયાં પણ એવાં પાકે, ભાઇ બ્હેનનું નખોદ તાકે,
અધર્મના ઘટ ફુટી જાશે પાપી રહેશે જોઇને—વિશ્વાસે૦
સ્વાર્થમાં સૌ જાયે તણાયું, હાએ હા ભણી ગાય છે ગાયું
પ્રપંચીઓ પુરા પસ્તાશે આખર આંસુ લોહીને—વિશ્વાસે.

મનોરમા— ૧૯

મમ વલ્લભ વર્ષા આવી (૨)
તનડા મનડાની વિરહી જનનાં, કરે સાફ વિભુતિ સળગાવી-મમ.

ધન ગરજે લરજે મુજ તનડું ચપળા તન રક્ત કરે તાવી–મમ.
દઇ ધીરજ જાતા રહ્યા જોગી ભોગી બની મુજને ભરમાવી–મમ.
હવે આવી મળો અલબેલા અમને હૃદયમાં રહેમ જરા લાવી–મમ

રંભા— ૨૦

હું ચાલું લચકતી ચાલરે—ગજ ગમની (૩)
સોહે બાહુ ભાલ વિશાળરે હંસાગમની—(૩)
નયન તણે નખરે નચવું છું નાથને

સખીઓ—નાની શું પરખે પ્રેમીના પાડને
રંભા— હું તો બધુંયે પરખું છું
સખીઓ—પેખી પ્રિયતમ જ્યાર, તું ગઇ ઝુમ ચળી–(૩) હું

સજ્જનસીંહ— ૨૧

દિનની દયા દિલધાર દયાળુ દિનની દયા દિલધાર
દુ:ખીયાની કર વ્હાર—
શોધી વળ્યો ગીરી જેબી ગુફાઓ
મળી નહિ મિત્રની ભાળ— દયાળુ૦
પ્રાણુ સમા પ્રિય જન વીણ લાગે
આ સંસાર અસાર— દયાળુ૦

ચાતુરી— ૨૨

કિસકી અદાસે તેંને જલવા દિખાકે મારા, (૨)
હાજર મેં હો ચુકી હું ફીર કયું બનાકે મારા—કિસકી.
આંખોમેં તેરે જાલીમ, છુરી છુપી હુઇ હૈ
છુરી લગાકે મારા (૨)........................ કિસકી.
બુલબુલ કે યાર તે ને, ગુલમેં છુપાકે મારા
ખંજર લગાકે મારા (૨)...... .......... .......કિસકી.

સજ્જન— ૨૩

શ્રી જયત પતિયે તુજ કૃતિ અતિ ચમત્કારી
નહીં પહોંચે મતિ જરી મ્હારી—શ્રી૦
અવર પુરૂષ વરવાને આવ્યો તેને કર્યો અવિચારી
વરને બદલ વિતરાગી વરાવ્યો, તુજપર જાઉં બલિહારી—શ્રી

સખીઓ— ૨૪

સખી મ્હારી પ્રાણથી પ્યારી તું સુખકારી,
શીખ અમારી, ઉરમાં ધારી, રીઝાવીલે ઝટ રાજ—સખી
પ્રાંણ પતિને ધરી રતિ પા પ્રેમનું પ્યાલીરે,
ચાલ, ચાલ, ચાલ, ચાલ,
ચાલ રસીલી, ચાલ હસિલી, આનંદ ઘેલી,
મદ છકેલી, છેલ છબીલી, ઉભી અકેલી શું આજ—સખી

મનોરમા— ૨૫

જોયા જોયા જોગીરાજ છબીલા, શાને ભ્રમાવી આ ભૂલથી,
ખોટાં ખોટાં નામ આપી છબીલી, શાને પીડી દુઃખ શુળથી
સજ્જન—પ્યારી રસીલી હસીલી છબીલી સાચો તારો પ્યાર
મેં લખ્યો
અંતરમાં રાખી રહીતી છબીલી, એથી મને તેં જ ઓળખ્યો
મનોરમા—જોવા ખરો પ્રેમ મારો છબીલા, બેઠા ભલે સ્નેહ સાચવી
ભારે માયામાં ભ્રમાવી છબીલા, છળથી રમ્યા છેલ રાજવી

સજ્જન— ૨૬

તજી તારી સ્ત્રી હઠ રાજબાળા હૃદય જ્વાળ શમાવી દે
પ્રેમ દીપક પરસ્પરનો પળ ભરે બુઝાવી દે

રહે ધીરધારી પ્યારી મારી હરી હિતકારી ખરો
લાજ રાખે લક્ષ્મીવર એ શોકને તું કર પરો
મનોરમા—મુકી મુજને નહિં જાઓ (૨)
સજ્જન—ગુણી ગોરી ન ગભરાઓ, સમય સમજી તમે જાઓ
:મુકી મુજને૦
મનોરમા—ચિતડાના ચોર રાજ, મોહિની લગાડી રાજ
દયા દાસી પરે લાવો, મુકી મુજને૦
સજ્જન—કમળા કાન્ત કરૂણા કરશે, ફરીથી આપણને મેળવશે
નાથ નમેરા ન થાઓ—મુકી મુજને૦

સખીઓ— ૨૭

જા જાને અલી વરઘેલી પ્રિયતમ સંગમાં સાહેલી (૨)
છાની છાની શું જો કરતાં શાને લાજતી મદઘેલી (૨)
રસિકા રસબસ થાઓ
જયમતિ—શાને મને બનાવો (૨)
સખીઓ—રસિયાને જઇ રીઝાવો, પાવો પ્રેમરસ વેલી (૨)
જા જાને૦
દા. હવે અમે તો જઇશું શું જો ગીતડાં અલબેલી. (૨)
જા જાને૦



## અંક ત્રીજો.

જયમતિ— ૨૮

ચંદ્ર જરી જાતાં જાતાં તો આપુ થોભ
મારે હૈડે ઝુલાવું તને ફુલડે વધાવું, (૨)
જરા થોભ—ચંદ્ર૦
કોઇ કોઈની બેલડીઓ તૂટી જશે (૩)
કોઇના રાસ અધુરા રહી જશે
બહુ માની જરા થોભ—ચંદ્ર૦

મનોરમા— ૨૯

હંસા તારે તો જવાનું પેલે ધામરે, જ્યાં સ્વર્ગિય ક્રિડા રાજતી
દેવને દાનવ સરવે ભુલારે ભમે છે હંસા,
પણ ન પહોંચે કોની હામરે, જ્યાં દેવી બાલા યાચતી—હંસા૦
પ્રેમી થઇ તપાસે મળશે, અમૃત સરોવર હંસા
જેનો કાંઠો રામ નામરે જ્યાં અનુપમ પરીઓ નાચતી—હંસા૦

મનોરમા— ૩૦

રહે દુર, રહે દુર, રહે દુરરે રહે દુર,
એઃ અસુર નથા ક્રુર, ખોશે નુર પાણી પુર, અનીતિ ભરી ઉર
જાશે નામ જરીર ઉડી આકને તુર,
ધારી હરીને હજુર દુષ્ટતાથીરે દુર,
નીચ શામાં નિષ્ઠુર—રહે દુર
નિષ્ઠુરા—તું વિચાર કર પ્યાર, પ્યાર દીલદાર મને કર ભરથાર

મનોરમા— પરનારીથી પ્યાર ચાહે કરવા ગમાર
નિષ્ઠુર—મારમાં નેણુમાર, હું બન્યો છું લાચાર,
મનોરમા—પાપી તુજને ધિક્કાર.........રહે દુર.

સજ્જન— ૩૧

જગમાં સુમિત્રની જોડી, ભારી, અંધ તણી એ
આધારી—જગમાં૦

મિત્રધર્મ એ નાવ તરવાનું,
દ્વાર છે સ્વર્ગે જવાનું—જગમાં૦
જર જીવ જોબન સૌ દુર થાશે
મિત્રતા કદી નહિં જાશે—જગમાં૦

જયમતિ— ૩૨

વ્હાલા બિહારી વીના જીવતર સુનું આ,
લાગે અકારૂં આ, જીવતર ખારૂં,
ગમે ના રાજ્ય સુનું આ—બિહારી૦
ઘટે ન કરવું આવું વિલાસી વિયોગી થાવું
પ્રિયતમ ફળ આવું હૃદય દાન દીધાનું આ—બિહારી૦

જયમતિ— ૩૩

આ હીણુ ભાગી બાળા પ્રણુમે પિયુજી મારા,
ઠગી થાપ દઇ ઠગારા, પટકી આ દિનદારા—
મીઠા યૌવનના ભોગી વિલાસી જોઇ અંતરમાં કાંઈ કાંઇ
થાય છે
દૈવી કુસુમે પ્રિય કાન્તને વધાવવાનું આતુર પ્રવાસી મન
રહાય છે.

પ્રભાત—સુખદ સાર, પ્રિય હૃદય ધાર
જયમતિ—આં.........શરણુ બાળ તારા—આ૦

મનોરમા— ૩૪

મંજુલ મનોરમ કુંજ નિકુંજમાં કાન્ત કમળ વિકસાવો
સજ્જન–તું ધીમી (૨) ડગભર બાળ સુકોમળ શરમાવો શરમાવો
મનોરમા–પરિમલ વાળો પુષ્પ હાર આ પહેરાવું ભગવાન
ગણી અંતરની ઓળખાણુ પ્રાણ આ સ્વીકારો સન્માન
સજ્જન—સ્વર્ગ સુંદરી દિવ્ય અનુપમ અધર સુધારસ પાવો
રસ પાવો.........................મંજુલ૦

ચાતુરી— ૩૫

ફાલ્યો ફુલી ફાલ્યો જોબન તણો ક્યારો
વાહ ધન્ય સફળ થયો જન્મારો—ફાલ્યો૦
નિત્ય નવોઢા નાર હું યારો નવિન કરૂં
પોંડ ગીની નોટથી ખીસ્સાં ભરછક ભરૂં
સૌથી અમારો પંથ ન્યારો—ફાલ્યો૦
નયન કટારી મારી, યારનો શિકાર કરૂં,
પ્રેમી વિના નહિં કોઇની પરવા ધરૂં;
સૌથી અમારો પંથ ન્યારો—ફાલ્યો૦

કેન્શાર્સ— ૩૬

Agrin, again, again & again
અગેઇન, અગેઇન, અગેઇન એન્ડ અગેઇન

I want to be single again
આઇ વૉન ટુ બી સીંગલ અગેઇન
When I was singe my pocket did gingle
વ્હેન આઇ વૉઝ સીંગલ માય પોકેટ ડીડ જીંગલ
I want to be single again.
આઈ વોન્ટ ટુ બી સીંગલ અગેઈન
I married a wife then (2)
આઇ મેરીડ એ વાઇફ ધેન (૨)
I married a wife for the pleasure of life
આઈ મેરીડ એ વાઇફ ફોર ધી પ્લેઝર ઓફ લાઇફ
Yet I want to be single again
(યેટ) આઇ વોન્ટ ટુ બી સીંગલ અગેઇન

સર્વે— ૩૭

આનંદના અબ્ધિમાં નાહ્યા
આનંદ મંગલ જયજયકાર
પ્રેમતણા પરિમલથી પામ્યા,
પ્રેમતણી પ્રભુતાનો સાર
દંપતિ મિત્રતણું સંમેલન
થશું પ્રેમે તર્યા સંસાર
જન મંડળમાં પ્રેમ પ્રકાશી
પડો પ્રેમતણા પોકાર—આનંદના૦

**સમાપ્ત.**

# જાહેર ખબર.

અમારી કંપનીના નીચલા નાટકોનાં ગાયનોની ચોપડીઓ જ્યાં અમારો મુકામ હશે ત્યાંથી નીચલી કિંમતે રોકડેથી મંગાવ્યાથી મળશે.

| ચોપડીનું નામ. | કિંમત. |
| --- | --- |
| બિલ્વમંગળ ઉર્ફે સુરદાસ | ૦—૨—૦ |
| શ્રી ભક્તિવિજય | ૦—૨—૦ |
| સુરેખા હરણ | ૦—૨—૦ |
| નાગર ભક્ત | ૦—૨—૦ |
| નીલમ માણેક | ૦—૨—૦ |
| મનહર—મેના | ૦—૨—૦ |
| યોગકન્યા | ૦—૨—૦ |
| મહાશ્વેતા—કાદમ્બરી | ૦—૨—૦ |
| રજની—ચંદ્ર | ૦—૨—૦ |
| જોહરે શમશીર | ૦—૨—૦ |
| શ્રી જયમતી | ૦—૨—૦ |
| માતૃપીતૃ ભક્ત પુંડરીક | ૦—૨—૦ |
| ઉર્વશી—પુરૂરવા | ૦—૨—૦ |
| હોથલપદમણી | ૦—૨—૦ |
| જેસલતોરલ | ૦—૨—૦ |
| બીરબલ બાદશાહ | ૦—૨—૦ |
| ચંદ્ર પ્રભા | ૦—૨—૦ |
| પ્રવીણસાગર | ૦—૨—૦ |
| કનક—કેશરી | ૦—૨—૦ |
| પીપાભગત | ૦—૨—૦ |
| રાજલીલા | ૦—૨—૦ |